# સહકારી કાર્યો.



પ્રયોજક:

કાંતિલાલ પ્રભુશંકર મહેતા.

અદ્યાપિ બહાર ન પડેલાં

# સહકારી કાવ્યો.



પ્રયોજક અને પ્રકાશક,

કાંતિલાલ પ્રભુશંકર મહેતા.

'બટુક'ના કર્ત્તા.



મહિધરપુરા, ભોજાભાઈનો ટેકરો,
સુરત.



સને ૧૯૪૧

પાંચ આના.

# નિવેદન.



ગુજરાતી સાહિત્યમાં સહકારને લગતાં ઘણાં થોડાંજ પુસ્તકો છે, અને તેમાંએ **સહકારનું કાવ્યસાહિત્ય તો સમુળગુંજ નથી.** સર્વને તાજેજ અનુભવ છે કે કોઈ પણ પ્રવૃત્તિની પ્રગતિ કાવ્યો અને ગીતો દ્વારા સર્વાંગ સુંદર થઈ શકે છે. સહકારી મેળાવડાઓ, પરિષદો અને જયંતિઓમાં કાવ્યવિભાગ રસિકતા આણી જનસમૂહને આકર્ષે છે. એવાજ હેતુથી ચાલુ ઢબ અને રાગમાં કેટલાંક **અનુકાવ્યો–સ્તોત્રગીતો, બાળગીતો, ગરબા, રાસ, પ્રશ્નોત્તરગીતો, સમૂહગીતો, અમૂતાક્ષરી, સ્વાગત અને વિદાય ગીતો**–રચ્યાં છે, તે સહકારપોષકોને ચરણે ધરૂં છું. એજ કારણથી કાવ્યને મથાળે રાગનાં નામ મૂકયાં નથી. અદ્યાપિ આવું પુસ્તક બહાર પડેલું ન હોવાથી એમાંના દોષો ક્ષમ્ય ગણી સહકારી બંધુઓ એ કાવ્યોનો પ્રચાર અને ઉપયોગ કરશે તો હું મારો શ્રમ સફળ થયો લેખીશ. વિદ્વાનોને સુધારા સૂચવવા વિનતિ છે.

**સુરત ડિસ્ટ્રિક્ટ કો-ઑપરેટીવ ઈન્સ્ટીટયુટે** વખતો વખત મારી પાસે આવાં કાવ્યો રચાવી પોતાની પસંદગી દર્શાવવા જાહેર રીતે સને ૧૯૩૦ની સહકાર જયંતિ ઉત્સવ પ્રસંગે મને 'ચંદ્રક' આપ્યો હતો, અને કાવ્યોની નાનકડી ચોપડી છપાવી મફત વહેંચી હતી.

એ કાવ્યો મુંબઈ ઇલાકાના મહે. રજીસ્ટ્રાર સાહેબ મિ. વી. એસ. ભીંડે આઈ. સી. એસ. અત્રે પધાર્યા ત્યારે તેમણે તથા આસિ. રજીસ્ટ્રાર સા. એસ. જી. અલમૌલા સાહેબે ગવરાવી સાંભળી પોતાનો પુર્ણ સંતોષ જાહેર કર્યો હતો અને મારા દ્વારા સહકારી કાવ્યપ્રગતિ માટે સારી આશા રાખી હતી; તે ઉપરથી ઇન્સ્ટીટયુટના માનદ મંત્રી રા. નનાભાઈ લાલભાઈ વકીલે કાવ્યમાળા તૈયાર કરી આપવાની મને પ્રેરણા કરી કે જેના પરિણામે આ નાનકડું પુસ્તક લખાયું તે બદલ તેમનો ઉપકાર માનું છું. વળી મારા બાળસ્નેહી અને સહકારી મિત્ર સોમેશ્વર ધીરજરામ દવેએ આ કાવ્યોમાં સુધારાવધારા કરી પ્રૂફ જોવામાં જે શ્રમ ઉઠાવ્યો છે તે બદલ તેમનો પણ ઉપકાર માનું છું.

સહકાર પ્રવૃત્તિમાં મને રસપૂર્વક આકર્ષનાર અને પ્રોત્સાહન આપનાર રા. સા. વી. સી. જાદવ તેમજ ઇન્સ્ટીટયુટની સુરત શાખા અને ગુજરાત વિભાગીશાખા તરફથી મળેલા ટેકાને લીધેજ આ કાવ્યો છપાવી સહકારી આલમ સમક્ષ રજુ કરી શક્યો છું, તેમનો સર્વનો અંતમાં હાર્દિક ઉપકાર માની વિરમું છું.

તા. ૧૬–૯–૩૧.

ઋષિ પંચમી.
સં. ૧૯૮૭
મહીધરપુરા, ભોજાભાઇનો
ટેકરો–સુરત.

સહકારી સેવક
કાન્તિલાલ પ્રભુશંકર મહેતા.

# કાવ્યસૂચિ.

## સહકારી કાર્યો.



રાવસાહેબ વૃંદાવન છોટાલાલ જાદવ;
બી. એ.

રા. સા. વૃંદાવન છોટાલાલ જાદવ, બી. એ.

ઑનરરિ ઑર્ગેનાઇઝર; સુરત સીટી;
અને મેનેજીંગ ડિરેક્ટર પીપલ્સ
કો-ઑપરેટીવ બેંક લિમિટેડ, સુરત
તથા
ડિરેક્ટર બામ્બે પ્રોવીન્શીયલ કો-ઑપરેટીવ બેંક્સ.

---

સહકાર અને સહકારી સંસ્થાઓની સેવામાં
સારૂં જીવન વીતાવનાર આપે
મને
સહકારી શિક્ષણ આપી
સહકારરસિક કર્યો
અને
**સહકારી કાવ્યો**
રચવા
પ્રેરણા અને પ્રોત્સાહનનાં
પિયૂષ પાયાં
તેથી
આ કાવ્યસુમનો
આપને
અર્પી
કૃતકૃત્ય થાઉં છું

# સહકારી કાવ્યો.

## (૧)

## સ્તોત્ર ગીતો.

### ૧—જય સહકાર !

જય સહકાર !
જય સહકાર !
જય સ્વતંત્રતાનું રાજ !
જય સહકાર ! જય સહકાર !

થઇ સહકારી હિંદ બાળ;
મન ઉમંગથી પુકાર—
જય સહકાર ! જય સહકાર !

કર તું સહકાર સ્હાય !
હિંદ—બાલ હ્રદય ગાય—
ઇશ ! દે સ્વતંત્રરાજ !
જય સહકાર ! જય સહકાર !

પ્રભુ પૂરણ હર્ષ સાથ !
હે સહકાર સિદ્ધિ નાથ !

આપ એ અમોલું રાજ!
જય સહકાર! જય સહકાર!
માગું એક દેશકાજ—
જય સહકાર! જય સહકાર!



## ૨—ગુણવંતો સહકાર!

(૧)

જય જય ગુણવંતા સહકાર!
જય જય ગુણવંતા સહકાર!
ખરે તું ભારત સુખ પાનાર!
દિવ્ય પ્રકાશનો ઝગઝગતો તું પ્રેમસત્ય અંબાર;
સંપ તેજથી આત્મ ઉજાળી ભવભીતિ હરનાર—
જય જય ભારત તારણહાર,
જય જય ગુણવંતા સહકાર!

(૨)

તુજ સ્નેહ—સરિત છલકાવ,
તુજ મનુજ—દુઃખ અપનાવ,
વ્યાજ તાપથી તપતાં જનને, શીતળ કર છંટકાવ;
તુજ તટ પરથી શ્રમજીવીનાં, દુઃખ દરદ દફનાવ—
ખરેખર અમૃતનો દેનાર,
જય જય ગુણવંતા સહકાર.

(૩)

તુજ નીર ફરે સુખનાવ,
તુજ સ્નેહ—ધ્વજા ફરકાવ,
કરકસર ને સ્વાશ્રય કેરાં ઉત્તમ તીર્થ ગણાય;
સ્વતંત્રતાનાં પુષ્પ ચઢાવી સ્વરાજ ફળ અર્પાય—
અરે તું દીન તણો ઉદ્ધાર,
જય જય ગુણવંતા સહકાર.

(૪)

તુજ આર્ય રંગેરંગ રંગ,
વહે જ્યાં પૂર સહકારી ગંગ,
રમ્ય વારિહાં પાપ પ્રજાળી જન પ્રકટાવે નૂર;
પુનીત ઝરણનાં પ્રણયપાનથી હિંદ ઉન્નતનાં પૂર—
જય જય ગજાવો સહકાર,
જય જય ગુણવંતા સહકાર !



## ૩—સહકારની વ્યાપકતા.

સ્વદેહ છે સહકારના, નિજ ગૃહ વળી સહકારના,
કુટુંબને જ્ઞાતિ તણા, વહેવાર પણ સહકારના;
વળી ગામ દેશો તંત્ર ને, કુદરત કળા સહકારના,
પશુ પક્ષીને પ્રાણી વળી, જીવન ગુંથે સહકારના—૧

અહીં સ્નેહમંત્રે પાઠ સેવા સંપનાજ ભણાય છે,
સ્વાશ્રયે ને ચરિત શુભથી આત્મતેજ જણાય છે;
સ્વરાજ્યને સુરાજ્યના સિદ્ધાંત પૂરા શીખવાય છે,
એવા રૂડા સહકારના જય જય જગે ગવાય છે.—૨

ખેડૂત મજુર વળી કામદારો હુન્નરીઓ હોંસથી,
નોકર અને બેંકર વળી વણકર વધાવે પ્રેમથી;
વ્યક્તિ અને સમષ્ટિ જનનું હિત સાધે વ્હાલથી,
એવા રૂડા સહકારના જય જય ગજાવો પ્રેમથી.—૩

સત્તર તણાં પંચાં કરી, પંચાણુના હિસાબ લે,
ખેડૂત ભોળા અભણ તેથી, બીકથી ચૂકવી દીએ;
એ શાહુકારી વાઘ્રથી મરતાં બચાવે જે પ્રીતે,
એવા રૂડા સહકારનો જય જય ગજાવો સુરીતે.—૪

ઇંગ્લાંડ, જર્મન, ફ્રાંસ ને ડેન્માર્કમાં સહકારીએ,
સહકાર વેલે વિસ્તરી ચુંબક કરીને હિંદને,
સહકાર ભક્તિ મુક્તિનું સાધન બતાવ્યું દિવ્ય જે;
એવા રૂડા સહકારથી જીવન ગુંથો બંધુ ત્હમે.—૫

સહુ જાતિવાળા હિંદ દેશે સંપ જો ચાહો તમે,
બંધુ અમારા સર્જે થઇને મંડળી કાઢો પ્રીતે;
સહકારથી ઉદ્ધાર થાશે દેખશો સ્વરાજને,
પૂજો ગુણી સહકારને જયનાદથીજ ગજાવીને.—૬

## ૪—સહકાર સ્તુતિ.

(ભજન)

સ્વતંત્રતાની સિદ્ધિ રે, સ્વદેશકેરી રિદ્ધિ રે,
વહાલો મારો સહકાર...હોજી

જેના ગુંજનમાં સત્ય કેરાં નામ,
જીવનકેરી શક્તિ રે, જન્મભૂમિની ભક્તિ રે,
એ તો એકજ સહકાર...હોજી

સાખી { પરદેશી પરતંત્રતા, તોડે પળની માંહ્ય,
દે આર્થિક સ્વતંત્રતા, શીળી સુખની છાંય.

નિર્ધનીઆનો બેલી રે, એ તો એકજ સહકાર...હોજી
—સ્વતંત્રતાની—

સાખી { સહકાર કેરે સાથ રે, સ્હેજે મળે સ્વરાજ;
જેના બળથી હિંદનાં, સુધરે સઘળાં કાજ.

રૂપાળો રઢિયાળો રે, વ્હાલો મારો સહકાર...હોજી
—સ્વતંત્રતાની—

સાખી { સંઘના સાથથી નીપજે, સર્વ શક્તિનું પૂર,
જેમાં ગૂઢ રીતે ભર્યું, અજબ તરેહનું નૂર–

એવો પ્રૌઢ પ્રતાપી રે, વ્હાલો મારો સહકાર...હોજી
—સ્વતંત્રતાની—

સાખી { દુઃખી કેરાં દુઃખનો, નાશજ તું કરનાર;
દુર્બળને દુષ્કાળમાં, છે શાંતિ દેનાર.

એવો ગરવો ગુણીયલ રે, એ તો એકજ સહકાર...હોજી

—સ્વતંત્રતાની—

સ્વતંત્રતાની સિદ્ધિ રે, સ્વદેશ કેરી રિદ્ધિ રે,
વ્હાલો મારો સહકાર...હોજી...સ્વતંત્રતાની



## ૫—સહકાર: એહસાન.

સહકાર આજ હિંદકા એહસાન બન ગયા,
સારી મનુષ્ય જાતિકા અભિમાન બન ગયા.
તું સત્ય સેવા સંપ ઔર નિઃસ્વાર્થ ભકિત દે,
તેરી નસિહતોમેં વહ જાદુકી અસર હે.
સારી જહાન તેરા કદરદાન બન ગયા,
ઈસ આજ મૃત્યુ લોકમેં ભગવાન બન ગયા.
જીસ્કો લગી હવા તેરી સબ દુઃખ ભૂલ ગયા,
સબ હિંદ તુજ પ્રીતસે મુકિત દીખા રહા.
તેરા પ્રભાવસેં મનુષ્ય આદર્શ શ્રેયકર,
દુશ્મનભી તુજ સ્નેહસે અબ દોસ્ત હો ગયા.
સબ દુઃખી લોક તુજકા મહેમાન બન ગયા,
હાસ ! હાસ ! દીલસેં જય ! જય ! નીકલ ગયા.



# ગરબા અને રાસ.

## (૨)

### ૬—અમારો *રસવંતો સહકાર !

રસવંતો સહકાર અમારો રસવંતો સહકાર;
નમીએ જોડી હાથ અમારો રસવંતો સહકાર.
મોંઘેરા તુજ અમીઝરણામાં સ્નાન કરે અમ દેહ;
પાપ પ્રજાળી પારસ કરી દે થાય કનકસમ તેહ.
અમારો રસવંતો સહકાર.

ઊંડાં મોટાં દુઃખ વમળમાં વળી સુખ સાહ્યબી માંહ્ય;
તુજ પ્રતાપે ખુશ ખુશ થાતાં એકજ તારી છાંય.
અમારો રસવંતો સહકાર.

ઘરથી માંડી પૃથ્વી માંહી દશે દિશ દર્શાય;
રાજા કેરા રાજનો સહચર ચક્રવર્તી કહેવાય.
અમારો રસવંતો સહકાર.

---

* 'રસવંતો' ને બદલે 'અમી ઝરતો' મુકીને આખું કાવ્ય પ્રસંગોચિત ગવરાવવું. વળી "અમારો રસવંતો સહકાર" એ ટેક કાઢી નાંખી બાકીનું આખું કાવ્ય રાસ તરીકે ગવરાવવું. આથી નવીનતા અને ઝમક રાગમાં અને પ્રસંગમાં ઓર દીપી ઉઠશે.

નીતિ કિરણો સૂર્ય સરીખડાં, જીવન તું ઘડનાર;
શીળી છાંયા શશીના સરીખી અમૃત તું પાનાર.
અમારો રસવંતો સહકાર.

ધર્મના ભેદો જાતિના તડ સૌ એક કરી સંધાય;
હિંદુ મુસ્લીમ પારસી સર્વે એકી સાથે ગાય.
અમારો રસવંતો સહકાર.

દીન મજુર કે ખેડુત વણકર સરસુબાની માંહ્ય;
નોકર ચાકર શેઠ સેવકમાં રૂમઝુમ દર્શન થાય.
અમારો રસવંતો સહકાર.

તન મન ધન ને જીવન કેરી, નાડ તું પારખી જાય;
જેનાં તેનાં દરદ ફીટાડે ડૉક્ટર તું કહેવાય.
અમારો રસવંતો સહકાર.

ભારતબાળોની હૃદય કુંજમાં સહકાર સૂર ગવાય.
સ્વરાજ ને સુરાજનાં દર્શન નિશ્ચે સહકારથી થાય.
અમારો રસવંતો સહકાર.



## ૭—સહકાર સૂર.

(રાસ)

આવો આવો નર ને નારી, સહકારના ગુણ ગાવ,
સાચા ધરમના શીખ છે એ તો, અંતર તારે નાવ.—૧
સર્વ કોમોને એક કરે ને, ભેદ ભાવ ભૂલાય,
હાથે હાથો એક મીલાવી, ભેટી કરી સહુ ગાય.—૨

ધંધા વેપારે સ્હાય કરે એ, ગરીબ બેલી સાચ,
ધન રેલાવે મનને તારે, તન સુધારે સાચ.—૩

મજૂર કેરો તારક એ તો, ગુલામી દફનાય,
ખેડૂત ભાઈઓ હોંસ ધરીને, સહકારસૂર સૌ ગાય.—૪

બેંક તણા બેંકર કે માલિક, કારકુન માગે સ્હાય;
શેઠ હશે કે નોકર તોએ, સહકારમાં સહુ ન્હાય.—૫

આકાશ કેરી ઉપર મ્હાલે, ધરતી ધરતી સ્હાય,
પાતાળમાંએ પૂરણ પ્રકાશે, સહકાર દર્શન થાય.—૬

જીવન જીવતાં પ્રાણીઓ તો, સહકારથી સોહાય,
સહચાર કેરી સુંદરતામાં, સહકાર જીત ગણાય.—૭

જડ હશે કે ચેતન તોએ, સહકારયુકત ગણાય,
રાજા પ્રમુખ કે પ્રધાન તે એ, સહકારથી શોભાય.—૮

સેવા સાચી સ્વતંત્રતામાં, નમ્રપણાથી ગાય,
સ્વરાજ સાચાં મોઘાં દર્શન, સહકાર મંદિર થાય.—૯

ધરમ અરથ કામ ને મોક્ષ, જીવન ધ્યેય શીખાય,
આ લોક ને પરલોકની મુક્તિ, સહકારથીજ સંધાય.—૧૦

સહકાર કરીને મંડળી કાઢો, જાત સુધારો ભાઈ,
આત્મા કેરૂં તેજ વધારો, ભવ-ભય છાંડો ભાઈ.—૧૧

હોંસ ધરી મારા ભાઈ ને બેનો, સહકારના જય ગાવ,
જય સહકારે, જય સહકારે, સહકારના જય થાવ.—૧૨

## ૮—સહકાર યોગ.

ગાવો ગાવોને સહકારી સૂર,
ગાએ એવાં હૈયાં, સખિ !

ઝીલો ઝીલોને સહકારી સૂત્ર,
ઝીલે એવાં હૈયાં, સખિ !

સરખી સાહેલી સૌ સહકાર સેવો,
બની હું સહકાર ઘેલી રે......

ઝીલું અલબેલી હું સહકારી સૂરને,
ઝીલીને થાઉં હું ઘેલી–ઘેલી......
હો ! ઝીલો એવો સહકાર સખિ !

આઘે આઘે જો સહકાર્ય મ્હાલે,
પાસેએ ગૂંજતો મ્હારા રે......

સાધીશું જોગ સહકાર–ગંગને તીરે,
લૂટીશું સહકાર દ્હાડી દ્હાડી.
હો ! ઝીલો એવો સહકાર સખિ !



## ૯—સહકાર સૂર્ય.

ઊગ્યો સખિ ! હિંદનો ઉદ્ધારનાર,
દેશપ્રેમી સૂર્ય સહકારનો. (ટેક)

આવી સખિ ! ભારતના ભાગ્યની સ્હવાર,
કિરણુ કિરણુ પ્રગટે સહકારનાં.

(સાખી)

ભારતમાના ખેડુઓ, કરતાં દુઃખ પોકાર,
સુખ સાધન વિણ ટળવળે, વ્યાજતણો શિરભાર.
જાગ્યો સખિ ! કષ્ટને સંહારનાર,
દેશપ્રેમી સૂર્ય સહકારનો.
સ્નેહ વડે ધર્મતણાં કરતો જે દાન,
વિશ્વપ્રેમી સૂર્ય સહકારનો.

(સાખી)

હલકી ભારે નોકરી, વળી હશે વેપાર;
રાજારંકે રાચતો, જગઘેલો સહકાર.
આવે સખિ ! સહકારમાં સ્વરાજ,
થાય દૂર દુઃખો સહુ જાતનાં.
મ્હાલે હિંદમહીં હિંદી વ્હાલું રાજ,
કિરણ કંઇ પ્રકાશતાં સહકારનાં.



## ૧૦—સહકાર જીવન.

મારૂં જીવન સહકારી–જીવન
વ્હાલું વ્હાલું મને સહકારી–જીવન
જેના વડે મારી કાયા રહેલી
તેને કરૂં હું કોટિ કોટિ નમન—મારૂં જીવન.

પૃથ્વી પાતાળ ને વ્યોમ મહીં પેખતાં
સહકાર કેરાં મોંઘા વલણ—મારૂં જીવન.
ગૃહ અને જ્ઞાતિ વળી ગામ અને દેશજી
જેણે ગ્રહ્યું સહકારી જીવન—મારૂં જીવન.
વ્હાલા વતનમાં સહકાર ફાલવા
હોંસે આપું હું તન મન ધન--મારૂં જીવન.
[1]ગાંધી [2]કાજીને હૈયે વસ્યું જે
સહકાર સાર ને જીવન ધન--મારૂં જીવન.
[3]જાદવ [4]પીરોજશા [5]ન્હાના ને [6]મલજી
જેણે સમર્ચ્યું છે સારૂં જીવન—મારૂં જીવન.



## ૧૧—સહકારી ગુણગાન.

ગાવો સખિ સહકારી ગુણગાન,
આજ અતિ અંગના ઉમંગથી,

---

૧ મિ. સી. એમ. ગાંધી એડવોકેટ (સુરત)
૨ પ્રૉ. હીરાલાલ લલ્લુભાઇ કાજી (મુંબઇ)
૩ રા. સા. વી. સી. અને ટી. સી. જાદવ (સુરત)
૪ મિ. પી. જે. તાલિયારખાન (સુરત)
૫ મિ. નાનાભાઇ લાલભાઇ વકીલ (સુરત)
૬ દિ. બા. અંબાશંકર ઉત્તમરામ મલજી (ભરૂચ)

આ જગાએ દરેક વિભાગ પોતાના સહકારપ્રણેતા નેતાનાં નામ ગોઠવી ગવરાવી શકશે.

**આવો સખી સહુ રેલવીએ સહકાર,**

આજ મળી સંગમાં સુરંગથી.

(સાખી)

નંદનવનશા સહકારની, અનન્ય વાટિકા માંહ્ય,
કુંજ કુંજ માંહી રમ્યતા, મ્હોરે મંજરી માંહ્ય.
હાંરે ઝરણુ મીઠાં કરે સુરગાન,
આજ મળી અંગના ઉમંગથી.

(સાખી)

સત્ય અને સ્નેહભક્તિથી, શુદ્ધ કર્મ જ્યાં થાય;
દુઃખી જનનાં દુઃખતો, ઘડીભરમાં પલટાય.
પુણ્ય પુંજ પરમ સહકાર્ય,
પાપ હરે અંતરના વ્હાલથી.

(સાખી)

ઋષિ મુનિ સંતો રાખતાં, ધન સહકારી જ્યાંય;
ઉચ્ચ શ્રેણિની સંસ્કૃતિ, રગ રગમાં પમરાય.
અર્પ્યાં અમુલાં સત્ય સનાતન જ્ઞાન,
ઉજાળવા આત્મને સહકારથી.

(સાખી)

ઉપકારો છે, તુજ અનંત, હિંદ પર થયા અપાર;
સ્વાતંત્ર્ય મોંઘા મંત્રશું, ઉત્તમ શીખ સહકાર.
સુભાગ્ય આજથી ભજીએ સહકાર,
માતૃસેવા સહકારના વાસથી.



## ૧૨—સહકારવાડી.

ધરી સહકાર હું તો પરગણુ છું નાર,
હોંસ થકી હિંદમાં ફેલાય રે......
સહકારી વેલની સુવાસ રે.

પ્રેમી સેવાના મોંઘાં ફૂલડાં હો રાજ,
સૂંઘતાં હૃદય પમરાય રે......સહકારી વેલની સુવાસ રે.

ગમતાં સ્વરાજ પાણી સીંચતાં હો રાજ,
જગની નજર સ્થિર થાયરે......સહકારી વેલની સુવાસ રે.

ઝૂલતાં ફળોનાં મીઠાં ફાલને હો રાજ,
વીણતાં કમર થાકી જાય રે......સહકારી વેલની સુવાસ રે,

ખેડૂ ગરીબ બ્હેની ચાખતાં હો રાજ,
જીભમાં ચડસ લાગી જાયરે......સહકારી વેલની સુવાસ રે.

પ્રીતે ફળોને અતિ વેરતાં હો રાજ,
લૂંટતાં તનુજ હરખાય રે......સહકારી વેલની સુવાસ રે.

ધર તો સહકાર મીઠી વાનગી હો રાજ,
ગમતાં જમણુ પીરસાય રે......સહકારી વેલની સુવાસ રે.

એતો સૃષ્ટિમાં વ્હાલો રાજવી હો રાજ,
શિરે મુગટ શોભાય રે......સહકારી વેલની સુવાસ રે.

સૌથી સ્વતંત્ર સાચો સ્વાશ્રયી હો રાજ,
ભજતાં ભજન ભવ–તાર રે......સહકારી વેલની સુવાસ રે.



# ૧૩—सहकारमेव जयते।

સહકાર મંત્રે જગાડી આલમ હિંદની રે લોલ.—ટેક
વેણુ સત્યની વગાડી ગભીર નાદથી જો—સહકાર.
અખિલ ભારતમાં ભવ્યતા ભભકાવતી રે લોલ
સહકાર કેરી અમોઘ ચાવી દિવ્ય જો—સહકાર.
પૂર હાક વાગે વિશ્વે વ્યાપતી રે લોલ
ગર્જના ગજાવી સ્નેહનાદની જો—સહકાર.
દીધી શુદ્ધ જીવન ધર્મતણી બાતમી રે લોલ
સહકાર—ધર્મ—દીક્ષા પૂર્ણ પાવની જો—સહકાર.
જીવન સાદું ચિંતન ઉચ્ચનું રે લોલ
ભજી સજી કળા સમભાવની જો—સહકાર.
અડગ સહકાર હિંદ જન ભાવતાં રે લોલ
ભડ ભગીરથ સ્તવંત્ર—ગંગ લાવતાં જો—સહકાર.
પૂર્ણ પ્રકટયો છે સહકાર—સૂર્ય હિંદનો રે લોલ
અનૃત અનીતિતણાં હોમ થાય જો—સહકાર.
સહકારી જન ગુણ તણો ભંડાર છે રે લોલ
સહકાર પૂણ્ય નામ જગ પૂજાય છે જો—સહકાર.
ભાગ્યભાણ ઉદે થયો છે ભારતી રે લોલ
જ્યાં सहकारमेव जयते ગવાય છે જો—સહકાર.



## ૧૪—સહકારી સુખ.

સહકારી ગુણુગાન ! હોંસે ગજાવજો.
સહકારી ગીતડાં શું ભાવીયાં રે લોલ...સહકારી

લક્ષ્મી રેલાશે ખૂબ ! મનડાં પુલાશે ખૂબ !
સ્વરાજ કેરી શક્તિ એથી લાધશે રે લોલ...સહકારી

પાપી પ્રયાણુ ને દંભી કેરો નાશરે,
સ્વર્ગસમા સુખમાં મ્હાલશું રે લોલ...સહકારી

વ્હાલા શા હિંદમાં સહકારનિધિ ધુઘવે,
ઘેર ઘેર સહકાર પીરસો રે લોલ...સહકારી

વ્હાલા શા હિંદમાં સહકાર રેલાવીઓ,
સહકારી અમૃત ચાખજો રે લોલ...સહકારી

## ૧૫—સહકારી શંખનાદ.

હાક પડી હિંદજન જાગજોરે,
બનો સહકારી આ વાર (૨)
સહકારી શંખનાદ વાગીયાં. ટેક.

સહકાર—મંદિરથી સૈન્ય નીસર્યું રે,
બન્યા *જાદવ સરદાર; (૨)
જનને જગાવતા ચાલીયા,
ધર્મ સહકારી કાજ (૨).....સહકારી શંખનાદ.

* સ્થાનિક અગ્રનેતાનું નામ મૂકવું; અને તે કડી ફરી ફરી ગવાય ત્યારે નવું નવું નામ વાપરવું.

સહકાર-રંગ બધે જામીઓ રે,
ભલી ભારત મોઝાર. (૨)
દશે દિશાનો રાજવી,
સમજો શાંત આ સહકાર. (૨)...સહકારી શંખનાદ.

સ્નેહ સ્ફૂરે સ્નેહ નીતરે રે,
એવો સહકારી મંત્ર. (૨)
દેવ ગણી પૂજતાં સહકાર રે,
તમે થાશો સ્વતંત્ર. (૨)...સહકારી શંખનાદ.

ગર્ક છે હિંદ ઘણા દુઃખમાં રે,
ક્યાં છે ધન કેરા ફાલ. (૨)
અર્થ સ્વાતંત્ર્ય જે ભણે રે,
સુખે દેતો ધન માલ. (૨)...સહકારી શંખનાદ.

બની સહકારી હોંસથી રે,
ધરી સત્ય કેરી ઢાલ. (૨)
દુઃખીયાં દુઃખથી ડરે નહિ રે,
સુખ-સાધન સહકાર. (૨)...સહકારી શંખનાદ.

સતના સહકારી જાગીઆ રે;
સૌ આવો નરનાર. (૨)
નમ્ર પણે સેવા સાધજો રે;
ભજો રૂડો સહકાર. (૨)...સહકારી શંખનાદ.



## ૧૬—સહકાર લીલા.

મન સૃષ્ટિએ વિરાજે, ભર હિંદ હિત રાજે,
જન દુઃખ દર્દ નાસે સહકારથી.
સકળ હિંદ મંદ મંદ મ્હાલતો સુપ્રેમથી—મન સૃષ્ટિએ.

સાખી

નવરંગી નવ સુખ વડે સહકાર પદ્મ સુહાય;
દુઃખહર ધનભર પીમળે સ્નેહસરમાં સુહાય.
પાથરે સુવાસ સાચ મધુર મ્હેક મ્હેકતી,
પ્રમત્ત શી બની પ્રફુલ્લ સુખના સુફાલથી.
કોકિલા સહકાર કુંજતી—મન સૃષ્ટિએ.

સાખી

સહકારી કલરવ કરી સહકાર લીલા ગાય,
ઉત્સવનો ઉછરંગ શું ઉર મહીં ન સમાય.
ગુડીદારો જતાં મજુર, ઝૂલતાં સહકારથી,
ખેડૂત ખૂબ નાચતાં, મઝા કરી સહકારથી,
ભરાય ઉર સુખથી નિહાળતાં સહકારથી,
શી અજબ સહકારની કૃતિ.—મન સૃષ્ટિએ.



# પ્રશ્નોત્તર ગીતા.

## ૧૭—સહકાર ઝીંદાબાદ.

સ્વતંત્રતાનું આપે રાજ; *જે સહકાર ઝીંદાબાદ.
ભારત ભરમાં ગાજે રાજ; જે સહકાર ઝીંદાબાદ.
વિના સહકાર નહિ ઉદ્ધાર; જે સહકાર ઝીંદાબાદ.
હિંદ તણો તું તારણહાર; જે સહકાર ઝીંદાબાદ.
વાણીયાશાહી કાઢે રાજ; જે સહકાર ઝીંદાબાદ.
સેવા ધર્મ શીખાવે આજ; જે સહકાર ઝીંદાબાદ.
દ્રવ્યતણો તું પાલનહાર, જે સહકાર ઝીંદાબાદ.
ગુલામીનો મારણહાર, જે સહકાર ઝીંદાબાદ.
ફેલાવે તું જ્ઞાન પ્રકાશ, જે સહકાર ઝીંદાબાદ.
ભારત મુક્તિ આપે સાચ, જે સહકાર ઝીંદાબાદ.
દશે દિશામાં વિચરનાર, જે સહકાર ઝીંદાબાદ.
સ્વાતંત્ર્યનું કરાવે રાજ, જે સહકાર ઝીંદાબાદ.
કરે દેશ તણો ઉદ્ધાર, જે સહકાર ઝીંદાબાદ.
અર્પે વ્હાલું પૂર્ણ સ્વરાજ, જે સહકાર ઝીંદાબાદ.

---

* જય.

## ૧૮—હાજી હા, હાજી હા.

સહકાર ધર્મનો ભણશો મંત્ર ! હાજી હા, હાજી હા.
સાચી સેવા તે સહકાર ! હાજી હા, હાજી હા.
સહકાર તણા સહકારી છો ! હાજી હા, હાજી હા.
ભારતમાં કરશો સહકાર ! હાજી હા, હાજી હા.
પૂર્ણ સ્વાતંત્ર્ય તે સહકાર ? હાજી હા, હાજી હા.
વિના સહકાર નહિ ઉદ્ધાર ! હાજી હા, હાજી હા.
સંપ જંપ જ્યાં છે સહકાર ! હાજી હા, હાજી હા.
સ્વરાજ ભાનુ તે સહકાર ! હાજી હા, હાજી હા.
પીપલ્સ બેંક મહીં સહકાર ! હાજી હા, હાજી હા.
ડિસ્ટ્રિક્ટ બેંક મહીં સહકાર ? હાજી હા, હાજી હા.
મુક્તિનો મારગ સહકાર ! હાજી હા, હાજી હા.
કામધેનુ પૃથ્વી સહકાર ! હાજી હા, હાજી હા.
કલ્પવૃક્ષ મધુર સહકાર ! હાજી હા, હાજી હા.
ધન ધરા સુતમાં સહકાર ! હાજી હા, હાજી હા.
મંગળમય સદા સહકાર ? હાજી હા, હાજી હા.
જંગલ મંગલ કરે સહકાર ! હાજી હા, હાજી હા.
લાલન પાલનમાં સહકાર ! હાજી હા, હાજી હા.
માત તાત ભ્રાતૃ સહકાર ! હાજી હા, હાજી હા.
પશુ પક્ષી જંતુ સહકાર ! હાજી હા, હાજી હા.
ઉદ્યોગી ઘૂમે સહકાર ! હાજી હા, હાજી હા.
જગતભર સહકારી રાજ ! હાજી હા, હાજી હા.
કાયા માયા તે સહકાર ! હાજી હા, હાજી હા.

જીવ ઈશ્વર માયા સહકાર ! હાજી હા, હાજી હા.
કરશું જગમાં એહ પ્રચાર ! હાજી હા, હાજી હા.



## ૧૯—જય સહકાર, જય સહકાર.

સ્વરાજ બ્યૂગલ ફૂંકે કોણ ! જય સહકાર, જય સહકાર.
સ્વતંત્ર સૂર ભણાવે કોણ ? જય સહકાર, જય સહકાર.
સ્વમાન સમતા રાખે કોણ ! જય સહકાર, જય સહકાર.
ન્યાય નીતિનો રાજા કોણ ! જય સહકાર, જય સહકાર.
આત્મ તેજનો સૂરજ કોણ ! જય સહકાર, જય સહકાર.
જીવન રસનું ઝરણું કોણ ! જય સહકાર, જય સહકાર.
ભ્રાતૃભાવનો સાગર કોણ ! જય સહકાર, જય સહકાર.
હિંદ દેશનો તારક કોણ ! જય સહકાર, જય સહકાર.
કામદારનો પારસ કોણ ! જય સહકાર, જય સહકાર.
મુડીવાદને કાઢે કોણ ! જય સહકાર, જય સહકાર.
કૃષિકારનું કંચન કોણ ! જય સહકાર, જય સહકાર.
સેવા ધર્મે રાચે કોણ ! જય સહકાર, જય સહકાર.
સત્ય દેવનો પૂજક કોણ ! જય સહકાર, જય સહકાર.
સંપ-જંપ જનેતા કોણ ! જય સહકાર, જય સહકાર.
સૌની ઊંઘ ઉડાડે કોણ ! જય સહકાર, જય સહકાર.
પૂર જોસમાં મ્હાલે કોણ ! જય સહકાર, જય સહકાર.
જયજય ડંકો બજાવે કોણ ! જય સહકાર, જય સહકાર.
કાર્યદક્ષનો જ્ઞાતા કોણ ! જય સહકાર, જય સહકાર.
સ્નેહ-સરિતમાં સરકે કોણ ? જય સહકાર, જય સહકાર.

સ્વર્ગસુખનો સ્થાપક કોણ? જય સહકાર, જય સહકાર.
ભારત મુક્તિ અર્પે કોણ! જય સહકાર, જય સહકાર.
દ્રવ્યદુઃખનો ડૉકટર કોણ? જય સહકાર, જય સહકાર.
હુન્નર હોંસે કાઢે કોણ? જય સહકાર, જય સહકાર.
દીનજનોની શેઠી કોણ! જય સહકાર, જય સહકાર.
ગુલામી કેરો શત્રુ કોણ! જય સહકાર, જય સહકાર.
ઠામ, હામ, ને ઠામે કોણ! જય સહકાર, જય સહકાર.
દુઃખીજનનો બેલી કોણ! જય સહકાર, જય સહકાર.
પ્રેમરાજનો રાજા કોણ! જય સહકાર, જય સહકાર.
દ્રવ્ય સરિત વહાવે કોણ! જય સહકાર, જય સહકાર.
આત્મ—જ્યોતિ પ્રકટાવે કોણ! જય સહકાર, જય સહકાર.



## ૨૦—'સહકારની જે'

અમ બાળક અંતર ઉચરીએ,
'સહકારની જે' 'સહકારની જે'
ફરકાવી ધજા અમ ઉચરીએ
'સહકારની જે' 'સહકારની જે.'—૧
સહકારથી જીવ પ્રફુલ્લ રહે,
ઉચ્ચ મારગ આત્મનનેજ જડે;
સહુ જાતિ મહીં સમભાવ વધે,
નિજ દેશનું હિત મળીજ કરે.—૨
ધનનાં દુખડાં સઘળાંજ હણે,
તનનાં દુખડાં પર કાપ મૂકે;

મનનાં દુઃખડાં ડૂબકાંજ લીએ,
સહકારથી દુઃખ બધાંજ ડરે.—૩

જન સ્વાશ્રય ને સદ્દ્વર્તન એ,
જલને સીંચતાં સહકાર વિષે;
સહકારનું વૃક્ષ વિશાળ કરે,
મીઠડાં ફળનો રસ–સ્વાદ લીએ.—૪

સહકારના ફાલ વિદેશ મહીં,
પૂર જોર થકી ઉતર્યાંજ તહીં;
અહીં સોંસક ખેડૂત બહાર પડ્યા,
સહકારી બની જન ચિત્ત હર્યાં.—૫

અમ બાળક અંતર ઉચરીએ,
'સહકારની જે' 'સહકારની જે'
ફરકાવી ધજા અમ ઉચરીએ,
'સહકારની જે' 'સહકારની જે'.



## ૨૧—ઓ સહકાર ! ઓ સહકાર !

ચેતનવંતી કાયા તારી,
ઝણુઝણુતી છે માયા તારી;
હિંદતણો તું તારણહાર,
ઓ સહકાર! ઓ સહકાર!—૧

સિદ્ધાંતો છે, ઉંચા તારા,
અજમાવી જોજે તું પૂરા;
વિના સહકાર નહિ ઉદ્ધાર,
ઓ સહકાર ! ઓ સહકાર !—૨

સહકારી બેંકોમાં તારી,
લોકો રોકે થાપણુ સારી;
દ્રવ્યતણો તું સાચવનાર,
ઓ સહકાર ! ઓ સહકાર !—૩

દેશ—દ્રવ્યને સાચવનારો,
સ્વરાજની તાલીમ દેનારો;
ગુલામીનો મારણહાર,
ઓ સહકાર ! ઓ સહકાર !—૪

સહકારી વીમાઓ કાઢી,
કારખાને કામ અપાવી;
ફેલાવે તું પૂર્ણ પ્રકાશ,
ઓ સહકાર ! ઓ સહકાર !—૫

વ્યાપારે તું વણિક સારો,
ધંધોધાપો ઉજાળનારો,
દશે દિશામાં વિચરનાર,
ઓ સહકાર ! ઓ સહકાર !—૬

રખે ચૂકતો મંત્રો તારા,
સત્યસંપ ને સ્નેહે ન્યારા,

સ્વાતંત્ર્યનું કરાવે ભાન,
એ સહકાર ! એ સહકાર !—૭

ભાઇ ભાઇમાં સ્નેહ વધારી,
કુસંપ કેરૂં બીજ બગાડી,
કરે દેશતણો ઉધ્ધાર,
એ સહકાર ! એ સહકાર !—૮

ઝેર વેરને નસાડનારો,
સ્વમાન સૌનું સાચવનારો;
અર્પે વ્હાલું પૂર્ણ સ્વરાજ,
એ સહકાર ! એ સહકાર !—૯



# પ્રકીર્ણ ગીતો.

## ૨૨—ધન્ય સહકારી!

સહકારનું નગારૂં, પુનીત તેં વગાડયું,
હીર હિંદને પીવાડયું—

હો ધન્ય સહકારી!
તું ધન્ય સહકારી!

છળને પ્રપંચ છોડી, નિજ સ્વાર્થ દુર્ગ તોડી,
તેં અકળ તાન જોડી,

હો ધન્ય સહકારી!
તું ધન્ય સહકારી!

દઢ નમ્ર વચન બોલી, સહકારની અમોલી;
શાળા સરસ ખોલી,

હો ધન્ય સહકારી!
તું ધન્ય સહકારી!

ગ્રહી સત્ય વાત સીધી, તેં દીન-સાથ લીધી,
સાહુકાર વડે ન બીધી,

હો ધન્ય સહકારી!
તું ધન્ય સહકારી!

આ હિંદના નિવાસે, સ્વાતંત્ર્ય પૂર્ણ થાશે,
તુજ ગાન જ્યાં ગવાશે–
હો ધન્ય સહકારી !
તું ધન્ય સહકારી !



## ૨૩—સહકારી જન.

સહકારી જન તો તેને કહીએ દુઃખ પરસ્પર કાઢે રે;
સત્ય વચનથી સેવક થાએ પ્રયત્ન પરહિત કાજે રે.–૧

કરકસરથી દ્રવ્ય બચાવે અન્ન ધન ઢગલા વાળે રે;
સમદૃષ્ટિ ને સ્નેહ વધારે ઊંચ નીચમાં મ્હાલે રે.–૨

વણલોભી ને કપટરહિતા ઇર્ષ્યા મનથી બાળે રે;
ઝેર વેર વ્યાપે નહિ જેને સેવાવૃત્તિ પાળે રે.–૩

સહકાર નામ શું તાળી લાગી સકળ તીરથ સહકારે રે;
ભણે કાન્ત સહકારી જન તો સકળ હિંદને તારે રે. ૪



## ૨૪—પૂરો સહકારી થા.

ડંકો બજાવી સહકારનો, હિંમત ધરી હુશિયાર થા;
હાકલ વગાડી હિંદમાં, પ્રસરાવવા તૈયાર થા.–ડંકો

પ્રકટી ગરીબી હિંદ તે,
હઠ્ઠાવશે સહકારિતા;
ધંધે કરાવી સહાય ને, કુબેર સમ ભંડારી થા–ડંકો.–૧

સચ્ચાઇનો સિપાઇ થા;
ને દેવની દુવાઇ ગા;
નિજ રાષ્ટ્રની સહકાર્યથી, સેવા કરી સહકારી થા—ડંકો—૨

જ્યાં સ્નેહ—ઝરણાં નીતરે;
કુસંપ કેરાં દર્દ શાં!
સ્વદેશને પ્રેમે ઝૂલાવી, સ્વરાજનો વરનાર થા—ડંકો—૩

ભર પૂર હિંદ રસાળને,
જે ભોમ સહકારે ભીની;
સહકાર રસ એ ભોમનો, પાઇ પૂરો સહકારી થા—ડંકો—૪



## ૨૫—સહકાર પ્રતિજ્ઞા.

અમે લઇશું પૂર્ણ સ્વરાજ,
સહકારી સાથ રે!

નહિ મન વચનમાં પાપ,
અનીતિ ત્યાજ રે!

અમે કરીશું સેવા સંઘની,
છે સત્યમાર્ગ સ્વરાજ,
સહકારી સાથ રે!

પ્રિય ધર્મ—પ્રાણ આ હિંદનું,
અમે ભોગવશું સ્વરાજ,
સહકારી સાથ રે!

કરી આત્મવિકાસ અનેકધા,
ષટ્-શક્તિઓ લઈ સાથ—
સહકારી સાથ રે !

હિંદે પૂરણ પ્રેમ પૂજાય જો,
થાતો સાર્વભૌમ સત્કાર;
સહકારી સાથ રે !

કરી આત્મશુદ્ધિ બળ પામીએ,
અમે જીતશું હિંદસ્વરાજ,
સહકારી સાથ રે !

અમે લઈશું પૂર્ણ સ્વરાજ,
સહકારી સાથ રે !



## ૨૬—સહકાર સરિતા.

સહકાર તણી સરિતા, દુ:ખો સહુ નિવારે;
દુ:ખો સહુ નિવારે, સુખો સહુ પ્રસારે—સહકાર

સહકારી પ્રેમ રાખે, ખેડૂત દુ:ખ વારે;
મજૂરને ઉગારે, હિંદ દેશને એ તારે—સહકાર

ધંધા વળી વેપારે, સહકાર સ્હાય આપે,
લોકો દીલે વિચારે, દુ:ખો ઘણાં એ કાપે—સહકાર

સત્ય સેવા કાજે, અપૂર્વ યુદ્ધ જમાવે;
સાહુકારી જુલ્મો સામે, સહકાર શીર ઉઠાવે—સહકાર

દુનિયામાં તેજ ન્યારૂં, સહકાર ચંદ્ર આપે;
અમૃત તો ટપકતું, તિમિર નર્તં કાપે—સહકાર

સહકાર સૌથી મોટો, સૌ કોઇને નમાવે;
સ્વરાજ્ય ઉચ્ચ થાપે, ઉન્નત દશા અપાવે—સહકાર

ભારત મહીં એ રાચે, સહકાર સૌ સ્વીકારે;
દુઃખીનો પંથ કાપે; જીવન રૂડું જીવાડે—સહકાર



## ૨૭—સહકાર સમાધિ.

એક નામ રમે 'મુજ અંતરમાં,
સહકાર નિહાળી નમું હું નમું.

એક તેજ ઝરે મુજ નેન મહીં,
સહકાર નિહાળી નમું હું નમું.

દીન દુઃખ દહી નિવૃત્ત કર્યાં,
સહકારમાં સુખ સમાધિ લહ્યા

મુજ ઉર વિષે સહકાર રમે,
સહકાર નિહાળી નમું હું નમું.

અહા ! વિશ્વનાં પ્યાર પૂરાં ઉછળ્યાં,
અહા, સહકારના રાજસ યોગ ગમ્યાં,
અહા ! સહકારના તાનથી જોગી બન્યાં
સહકાર નિહાળી નમું હું નમું.

સહકારથી જગતના લેખ લખ્યા,
સહકારથી પ્રેમીના પ્રેમ વહ્યા,
સહકારથી આત્મના નૂર ખીલ્યા,
સહકાર નિહાળી નમું હું નમું.



## ૨૮—સુહાતો સહકાર.

ધરી ઉલ્લાસ ઉજવીએ, સુહાતો દિન સહકારી;
રૂડો સહકાર ઉજવીએ, કરીએ હિંદ સહકારી—ધરી.
'સહકારી સંઘ' રૈયતનો, કરે સંપી સહુ ભારત;
ખરૂં એ જ્ઞાન ફેલાવી, પ્રજા સાચી કરે જાગૃત—ધરી.
ભલા ખેડૂત અને ખેતી, ઉગારે હાથમાં ઝાલી;
પ્રસારી અર્થસ્વાતંત્ર્ય, ગબડતાને ગ્રહે ઝીલી—ધરી.
સમષ્ટિ કાજ છે વ્યક્તિ, સમષ્ટિ વ્યક્તિને સારૂ;
પ્રજા અંતર ઉતારે એ, ખરૂં સહકાર્ય છે ન્યારૂં—ધરી.
મુડીવાદી તણો દુશ્મન, મજુરોમાં ફરે થનથન;
ગરીબી ને ગુલામી સૌ, નસાડી એ કરે ધનધન—ધરી.
જગત કલ્યાણ શાંતિનું, વળી સામ્રાજ્ય એ થાપે;
ખરેખર ભાઇચારામાં, અમૂલા પ્રેમને થાપે—ધરી.






## ૩૦—સહકાર ફૈલા ફૈલાકે !

સહકાર ફૈલા ફૈલા કે, લેંગે સ્વરાજ લેંગે;
ચળવળ હુઇ સહકારી, હિંદે રહે ફિરંગી,
સંપી નહિ ત્યજેંગે.—લેંગે-
લાખો કરોડ રૂપીઆ, ખરચામેં જા રહા હૈ,
ઉસકું બચા બચા કે.—લેંગે-
વો 'સચ્ચ' હૈ હમારા, તન જાનસે બી પ્યારા;
ઉસસે નહિ ચળેંગે.—લેંગે-
મંડળી કી નીતિ રીતિ, આદર્શ જો રહેંગી;
લોકો સુના સુનાકે—લેંગે-
હમ સબ હૈ સેવાધર્મી, સહકાર હમારા દીલમે;
સિદ્ધાંત પઢા પઢા કે.—લેંગે-
દેશી હમારા બંધુ, સબસાથ અમ ચલેંગે;
સહકાર કરા કરા કે.—લેંગે-
સ્વરાજકા એ રસ્તા, સહકાર કરે પ્રીરસ્તા;
સહકાર ચલા ચલાકે—લેંગે-



## *૩૦—તારણહાર સહકાર!

ઉઠો ઉઠો સહકારી સંઘો,
દેશતણા થઇ બહાદુર બંદા;
ફગવી દો ગુલામી ફંદા,
ફરકાવો સહકારી ઝંડા.
હિંદતણો તું તારણહાર,
જય સહકાર, જય સહકાર.

ભારતની મુક્તિને કાજે,
જન હૃદયમાં હરનિશ ગાજે;
સકળ સૃષ્ટિમાં હોંસે રાજે,
કોણ હશે ઉદ્ધારક આજે.
હિંદ તણો તું તારણહાર,
જય સહકાર, જય સહકાર.

સબળી સત્તાને હંફાવી,
સ્વતંત્રતાનો મંત્ર ભણાવી;
નીચ ગુલામી જેર કરાવી,
સ્વરાજ સહેલું ઘેર અપાવી.
હિંદતણો તું તારણહાર,
જય સહકાર, જય સહકાર.

કોની હાકે લોકો ઊઠયા,
વ્યાજ દુખડાં દડબડ દોડયાં,

* પા. ૩૨ મે કાવ્યનો નંબર ૩૦ છે તે ૨૯ સામજવો.

લોભી લુચ્ચા જાતે વટ્યા,
સાહુકારોનાં ગાત્રો ફૂટયાં.
હિંદતણો તું તારણહાર,
જય સહકાર, જય સહકાર.

## ૩૧—સહકારી ઓ હિંદના!

સહકારી ઓ હિંદના, સહકાર કરીને ચાલો,
સંતાનો ઓ હિંદના, સહકારી થઇને ચાલો—સહકારી.

ખેડૂતો સહુ હિંદના, સહકાર કરીને ચાલો,
કારીગર સહુ હિંદના, સંપ કરીને ચાલો—સહકારી.

મોટા નાના એક થઇને, સહકારે તમે મ્હાલો;
મુડીવાદનો નાશ કરાવી, મજૂર વર્ગને તારો—સહકારી.

સત્ય સંપના સૂત્ર ધરીને, તનમનથી તમે ચાલો;
સહકાર જયંતિ ઉજવવા ને, સ્વાધીન થાવા આવો—સહકારી.

ગુલામીનાં બંધો તોડી, સહકારી થઇને આવો;
સ્વતંત્રતાનું સત્ત્વ મેળવી, સ્વાશ્રયી થઇને મ્હાલો—સહકારી.

## ૩૨—સહકારી હાકલ.

વાગે છે રે વાગે છે સારા સહકારની હાકલ વાગે છે;
ડોલે છે રે ડોલે છે સાહુકારી જુલ્મો ડોલે છે,
સાહુકારના જુલ્મો ને બંધનની બેડીઓ,
એક તડાકે તૂટે છે—સારા સહકારની હાકલ વાગે છે.

ખેડુ જગાડયા ને મજૂર ઉગાર્યા;
સહકારી શંખનાદ વાગે છે—સારા સહકારની હાકલ વાગે છે.
નીતિની ટેકે ને સહકારી એકે,
લોકો થાપણ મૂકે છે—સારા સહકારની હાકલ વાગે છે.

સહકારી શાળાના ભણતર ભણીને—
સહકારજંગે ઝૂકે છે—સારા સહકારની હાકલ વાગે છે.

ધનલાભ ફાલે ને સ્વરાજ મ્હાલે,
સતના ડંકા ગાજે છે—સારા સહકારની હાકલ વાગે છે.

કાયરતા કાઢી ને ઉમંગને ઓઢી,
પૂરા સહકારી ઘૂમે છે—સારા સહકારની હાકલ વાગે છે.



## ૩૩—સહકાર ડંકો.

ડંકો વાગ્યો સહકારી, શૂરા જાગજો રે;
શૂરા જાગજો રે, લોભીઆ ભાગજો રે—
—ડંકો વાગ્યો—

કજીયા છોડો સાચવવા સાચી નેકને રે,
{ સાચી નેકને રે—
{ સાચી ટેકને રે—
—કજીયા છોડો—

તોડી પાડો સાહુકારી જુલ્મી કાયદા રે—
{ જુલ્મી કાયદા રે—
{ સેતાની કાયદા રે—
—તોડી પાડો—

ભારત મુક્તિને કાજે સહકાર સેવજો રે;
{ સહકાર સેવજો રે—
{ સહકાર ચેવજો રે—
—તોડી પાડો—

ડંકો વાગ્યો ભારત—સહકારી જાગજો રે—
{ કુસંપ ત્યાગજો રે—
{ સુસંપ વાવજો રે—
—ડંકો વાગ્યો—



## ૩૪—સહકારી પંથીવાલોને !

સહકારી અમૃત છાંટ દીયા, યે સહકારી પંથીવાલોને;
ભોળા ખેડૂત તાર દીયા, યે સહકારી પંથીવાલોને;
નિર્ધનતાકું પરખ લીયા, યે સહકારી પંથીવાલોને;
સાહુકારી લૂંટકો તોડ દીયા, યે સહકારી પંથીવાલોને;
ધન ધનકી રેલમરેલ કીયા, યે સહકારી પંથીવાલોને;
સબ સ્વરાજ મારગ ખોલ દીયા, યે સહકારી પંથીવાલોને;
ભારતકા ઉદ્ધાર કીયા, યે સહકારી પંથીવાલોને;
સહકારી અમૃત છાંટ દીયા, યે સહકારી પંથીવાલોને.



## ૩૫—સહકારી પાછા નહિ હઠશે !

નહિ હઠશે, નહિ હઠશે,
સહકારી પાછા નહિ હઠશે.

ઘૂમશે, ઘૂમશે, સમસ્ત હિંદમાં,
પસારશે સહકાર—પાછા નહિ હઠશે.

પ્રચાર કરતાં નહિ થાકે,
ફરશે હિંદ મોઝાર,—પાછા નહિ હઠશે.

લોકો મનથી વધાવી લેશે,
સાચી સેવા તે સહકાર—પાછા નહિ હઠશે.

જુલ્મોથી ચગદાયા જગમાં,
પૈસાના ભય–ત્રાસ—પાછા નહિ હઠશે.

કમર કસેલા સહકારીઓ,
પૂજાવશે સહકાર—પાછા નહિ હઠશે.



## ૩૬—સહકાર ધૂન !

સારા સહકાર કે સ્વર સુણાયા કરે, સારી આલમકું પાઠ શીખાયા કરે,

દુનિયાકી દોસ્તી જોડ કે કેશી મઝા પાઇ રહી;
દુ:ખીયોંકા દુ:ખ તોડ કે કૈસા સુખો દીખલા રહી.

સહકાર ભારતમેં ધૂન લગાયા કરે, સારા સહકાર કે સ્વર સુણાયા કરે.

ધનમાલ મીલ્કત આપીને અમૃત શા ફળ તો દીએ,
સ્વતંત્રતાકી ગોદમેં સહકારી જીવન જીવીએ,
ભારત મુક્તિકા પાઠ શીખાયા કરે—સારા સહકાર કે સૂર સૂણાયા કરે.

સહકારી શિક્ષણ મહીં સ્વરાજ ઉભા છા રહી;
દીલસેં લગાયે ટેક જો સહકારી સચ્ચા જપ રહી.
સત્ય સેવાકા જાપ જપાયા કરે—સારા સહકારકે સૂર સુણાયા કરે.

હિંદકી હાલત બૂરી અપને દીલોંકો ચીર રહી;
ખેડૂત મજુરો ટમટમે ધંધાકી બરબાદી હુઈ.
દુઃખી દીનોને સાથ અપાયા કરે, સારા સહકારકે સૂર સૂણાયા કરે.

સ્વતંત્રતાકે લીયે સહકારપંથી ફર રહા,
સ્વાશ્રયી સબ હિંદીને સ્વરાજ—ભારત જો રહા.
દુઃખી હિંદકા ઉદ્ધાર દીખાયા કરે,સારા સહકારકે સૂર સુણાયા કરે.



# સહકારની અમૃતાક્ષરી.

## ૩૭—પાશ્ચાત્ય દેશોમાં સહકાર.

ડેન્માર્ક માંહી એક તબેલે, ગાયો દુહે સાઠ હજાર;
પાંચ મિનિટમાં દૂધ રેલાવે, એ સહકારી પૂર પ્રતાપ–૧

જર્મનિમાં પ્રથમ સ્વરૂપે, જન્મ્યો છે એ તો સહકાર;
રાખી શરાફી ઉત્તમ રીતે, એ સહકારી પૂર પ્રતાપ–૨

સહકાર સરિતા રેલાવી પ્રીતે, આયર્લાંડ અને હોલાંડ;
ગ્રામ્ય મંડળો ત્યાં પણ કાઢ્યાં, એ સહકારી પૂર પ્રતાપ–૩

ઇંગ્લાંડ કેરી પ્રબળતામાં, ઉપભોગ સાધન સંસ્થા અપાર;
દુનિયાની છે માર્કેટ એ તો, એ સહકારી પૂર પ્રતાપ–૪

ઇટાલિએ સહકાર સરકયો, શરાફીમાં ચઢયો અપાર;
દેશહિતમાં ઉત્તમ રાચ્યો, એ સહકારી પૂર પ્રતાપ–૫

ફ્રાન્સ કિનારે હોંસે ઉતર્યો, ફાલ્યો છે ત્યાં એ સહકાર;
ઉદ્યોગ સંઘે પ્રચાર કીધો, એ સહકારી પૂર પ્રતાપ ૬

અમેરિકાએ સુંદર શોભ્યો, હાઉસીંગ સંસ્થા ઉત્તમ ત્યાંય;
માલ વેચાણે પ્રથમ સૃષ્ટિએ, એ સહકારી પૂર પ્રતાપ—૭

હિંદ મહીં મદ્રાસે આવ્યો, ફ્રેડ્રિક નિકલ્સનને શુભ હાથ;
સંસ્થા કરી કરાવી એણે, એ સહકારી પૂર પ્રતાપ—૮

પંજાબે સહકાર ફેલાવ્યો, કેલ્વર્ટ એવું જેનું નામ;
જમાવ કીધો સંસ્થાઓનો, એ સહકારી પૂર પ્રતાપ—૯

સહકાર-ખીલવણી પ્રેમે કીધી, પશ્ચિમ કેરો એજ પ્રતાપ;
વિજયપતાકા નિશ્ચે ફરકે, એ સહકારી પૂર પ્રતાપ—૧૦

પારસમણિ એ દૈવી કહાવે, લોહ કનક સમ થાએ આજ;
પલટા કરાવે હૃદયગુહામાં, એ સહકારી પૂર પ્રતાપ—૧૧

સદ્વર્તનની શાળા શીખવે, સ્વરાજનો પાયો નિર્ધાર;
સંઘશક્તિનો જમાવ જ્યાં છે, એ સહકારી પૂર પ્રતાપ—૧૨

કામધેનુ છે નિર્ધનતાની, આર્થિક સંકટ સુધારનાર;
વાંછે તેવું આપે છે તે, એ સહકારી પૂર પ્રતાપ—૧૩

આત્મભોગ ને સ્વાશ્રય કેરા, કરકસરના પાઠ શીખાય;
સમાનતા ને સ્વમાન શીખવે, એ સહકારી પૂર પ્રતાપ—૧૪

વ્યક્તિ સમષ્ટિ સંગમ છે ને, સ્વરક્ષણનો છે દાતાર;
લીગ ઑફ નેશન્સ સ્થપાઈ, એ સહકારી પૂર પ્રતાપ—૧૫

→※※←

## *૩૮—ગુજરાતમાં સહકાર.

સુરત જિલ્લે સહકાર વેરે, [૧]નાનાભાઈ ને [૨]તાલિયારખાન;
ખેડૂત ખેતી ખૂબ સુધારે, એ સહકારી પૂર પ્રતાપ—૧
[૩]જાદવબંધુ સુરત શોભે, પીપલ્સ પ્રસરાવે સહકાર;
ડિસ્ટ્રિક્ટ બેંકે [૪]ગાંધી રાચે, એ સહકારી પૂર પ્રતાપ—૨
કોટનસેલ જીનીંગ સોસાયટીથી, [૫]પુરુષોત્તમ પ્રકાશે અપાર;
વલસાડ પારડી [૬]શ્રોફ [૭]વિકાજી, એ સહકારી પૂર પ્રતાપ—૩
[૮]મલજી તો ગુજરાતે મ્હાલે, [૯]બનાતવાળા ભરૂચ માંહ્ય;
[૧૦]મોલા [૧૧]જોશી સહકારે તો, એ સહકારી પૂર પ્રતાપ—૪
[૧૨]પંડયા [૧૩]પઠાણ ખેડા માંહી, પંચમહાલે [૧૪]અમુલખરાય;
[૧૫]અમૃત સેવા ભીલ મંડળમાં, એ સહકારી પૂણ્ય પ્રતાપ—૫

* આ કાવ્યમાં ગુજરાત ને મુંબાઈની મંડળીઓ તથા તેના કાર્યકર્તાઓ વિષે ટુંક ઇતિહાસનો નિર્દેશ કર્યો છે: એ કોરસ રૂપે સમૂહમાં ગાઈ શકાશે.

---

૧—રા. નાનાભાઇ એલ. વકીલ. ૨—રા. પી. જે. તાલિયારખાન. ૩—રા. સા. વી. સી જાદવ અને રા. ટી. સી. જાદવ. ૪—રા. સી. એમ. ગાંધી. ૫—પુરૂષોત્તમ આઇ. પટેલ. ૬—રા. ભગવાનદાસ બી. શ્રોફ. ૭—ખા. બા. વી. પી. ભિલાડવાળા. ૮—દિ. બા. એ. યુ. મલજી. ૯—રા. પ્રાણવલ્લભદાસ એચ. બનાતવાળા. ૧૦—રા. અંબાલાલ પ્રાણલાલ મોલા. ૧૧—યશવંતલાલ આર. જોશી. ૧૨—રા. સી. એ. પંડયા. ૧૩—રા. અહમદખાં બી. પઠાણ. ૧૪—રા. અમૂલખરાય બી. દેશાઈ. ૧૫—રા. અમૃતલાલ વી. ઠક્કર.

પ્રીતમનગરમાં [૧૬]પ્રીતમ મ્હાલે, હાઉસીંગ સંસ્થા છે આદર્શ;
રાજનગરમાં [૧૭]દેસાઈભાઈ, એ સહકારી પૂર પ્રતાપ—૬

[૧૮]કાજી ને [૧૯]કેશવની જોડી, [૨૦]લલ્લુભાઈને [૨૧]વૈકુંઠલાલ;
રંગીલી મુંબઈ નગરીમાં, એ સહકારી પૂર પ્રતાપ—૭

નારી કેરો સ્ટોર મુંબઈમાં, બી. બી. રેલ્વે મંડળ સાચ;
જી-આઈ-પી-ના સાથપણામાં, એ સહકારી પૂર પ્રતાપ—૮

સહકારી વીમા પણ કાઢયા, પ્રોવીન્શીયલ બેંકે પ્રચાર;
મજૂર ગરીબી હોંસે તાર્યાં, એ સહકારી પૂર પ્રતાપ--૯

ક્રેડિટ કોટન ભરૂચ સુરતમાં, હાઉસીંગમાં તો અમદાવાદ;
લેન્ડમોર્ગેજ બેંક ભરૂચે, એ સહકારી પૂર પ્રતાપ--૧૦

શિક્ષક નોકર વણકર હોંસે, જ્ઞાતિ ખેડૂતમાં સહકાર;
સોસાયટી શોભે ગુજરાતે, એ સહકારી પૂર પ્રતાપ—૧૧

રજિષ્ટ્રાર ગુજરાતે દીપે, ગુણવંતા તો [૨૨]ગુણવંતરાય;
[૨૩]ડી-એ-શાહે અર્થશાસ્ત્ર ને, એ સહકારી પૂર પ્રતાપ--૧૨

[૨૪]સાકરલાલ તો હાલ વિરાજે, સહકાર સાકર પીરસે સાચ;
ઘેરે ઘેર સહકાર ગુજરાતે, એ સહકારી પૂર પ્રતાપ.-૧૩

---

૧૬—રા. પ્રીતમરાય વ્ર. દેસાઇ. ૧૭—રા. દેસાઇભાઇ શં. પટેલ. ૧૮—પ્રો. હીરાલાલ લલ્લુભાઈ કાજી. ૧૯—રા. કેશવપ્રસાદ સી. દેસાઇ. ૨૦—સર લલ્લુભાઇ શામળદાસ. ૨૧—રા. વૈકુંઠલાલ લલ્લુભાઇ મહેતા. ૨૨—રા. બા. ગુણવંતરાય એચ. દેસાઇ. (પર્સનલ ડ્યુ—ટી રજિષ્ટ્રાર.) ૨૩—રા. ડી. એ. શાહ. (આસિ. રજિષ્ટ્રાર પુના.) ૨૪—રા. સાકરલાલ જી. અલૈમાલા. (આસિ. રજિષ્ટ્રાર ઉ-વિ.).

# સ્વાગત ગીતો.

## ૩૯—સ્વાગત ગીત.

ધન્ય અમે, સુભાગ્ય અમારા,
સહકારી જનો અમદ્વાર પધાર્યા.
પુણ્ય હૃદય સહકારી પધાર્યા,
અમ અંતરના નૂર વધાર્યા.
ધન્ય સુજન સહકારી પધાર્યા
પાવન પગલે પંથ ઉજાળ્યા.
ધન્ય......
સહકારી તમ સેવા યાચે,
સહકાર હિતથી હૃદયે રાચે.
સહકાર અમીરસ પાઇ હરદમ
અણમોલા જન જીવન સુધાર્યા
ધન્ય......



## ૪૦—પધારો સહકારી સંતાન.

પધારો સહકારી સંતાન (૨)

દિવ્ય વેલડી સહકારીનાં—
આવો સૌ સંતાન—પધારો—

પધારો સહકારી મે'માન—
અમારાં હૃદય કરે સન્માન—પધારો—

સહકારી મે'માન અમારાં—
હૃદય કરે સન્માન—પધારો—

પુનિત પદોથી પાવન કીધાં—
દઈ દર્શનનાં દાન;

દીન—સેવક સૌ આપ પધાર્યાં—
કરવા સહકાર—લ્હાણુ—પધારો—

સહકારિતા રાષ્ટ્રસેવના
જાપ જપે નિદાન;

હિંદોદ્ધાર ને સ્વતંત્રતાની—
અંતરમાં એંધાણુ—પધારો—

ધન્ય સ્નેહભર્યાં સહકારી—
ધન્ય આપ દર્શન;

સહકાર કેરા પુનિત પંથને—
પુનઃ પુનઃ વંદન—પધારો—



# ૪૧—સ્વાગતમ્

કરૂં સ્વાગત હું,
કરૂં સ્વાગત હું
પધારો સહકારી વ્હાલથી,-કરૂં.
પધારો મે'માનો પ્રેમથી-કરૂં.—૧

ધન ધન મંગળ દિન આજનો,
અમ ઉર આનંદ ઉભરાયજો-કરૂં.—૨

સહકારી સદ્-સ્નેહ અમાપજો,
સન્માન અલૌકિક થાય જો-કરૂં.—૩

પાવનીયાં પુનીત પગ પૂંજાયજો,
આંગણીયા પૂરણ સોહાય જો-કરૂં.—૪

સહકારી કુંજ સોહાય જો,
મધુ સુવાસ મઘ મઘ થાય જો-કરૂં.—૫

સહકારી અમૃત પાય જો;
જન મન ઝીલે ઉલ્લાસ જો-કરૂં.—૬

ઝીલી ગુર્જર હિંદ ફેલાય જો,
જય જય સહકાર બોલાય જો-કરૂં.—૭



## ૪૨—પધારો સહકારી મે'માન.

પધારો સહકારી મે'માન, અમારાં હૃદય કરે સન્માન;
સહકાર મંત્રના જાપ જપતા, આવો સૌ મે'માન-પધારો

પુનિત પદોથી પાવન કીધું, સહકાર મંદિર સ્થાન;
સહકાર પ્રેમી આપ પધાર્યા, અંતર રાખી માન—પધારો

સહકાર સમાગમ સફળ કરીએ, દીલે હરખ ના માય;
સહકારે સ્વરાજ સુલભ છે, સૌ મળી કરીએ સા'ય—પધારો

ધન્ય અમારાં ભાગ્ય થકી હા, ધન્ય આપ દર્શન;
આપ પધાર્યે અમૃત પીધું, પણ ન ધરાયું મન—પધારો



## ૪૩—સહકારી મે'માનોને સ્વાગત !

ધન ભાગ્ય અમારે આંગણે આવ્યા સહકારી મહેમાન;
પધારી આજ સ્વીકારો સહકારી સન્માન.

ચંદ્ર સુરજ સમ રહો અવિચળ, જગમાંહી સહકાર,
સુખ શાંતિ ધન યશ આ જગમાં, વાધો જય સહકાર
—પધારી—

અમ સહકારી અંતર ઉછળે, ઓ મીઠડા મહેમાન;
ફૂલ હાર વીણુ હૃદયઉમળકે, દઇએ આદરમાન.
—પધારી—



# વિદાય ગીતો.

## ૪૪—સહકારી વિદાય.

વસમી એક વિદાય,
    સહકારી, વસમી એક વિદાય.

પ્રેમ અને સહકાર વધંતાં,
    વિરહ સહી ન શકાય;
        સહકારી, વસમી એક વિદાય.
ઉભરાતાં સ્નેહ જો ઉછળે,
નયણે નીર ભરાય;
        સહકારી, વસમી એક વિદાય.
મનમાન્યાં સહકારી—સહકાર,
પળ પણ નવ વિસરાય;
        સહકારી, વસમી એક વિદાય.
હૃદયતણો ઉમળકો જોતાં,
સ્વજન ભલાં કહેવાય;
        સહકારી, વસમી એક વિદાય.
દિલનાં દેવસમા સહકારી !
અશ્રુ અર્પી રહેવાય ?
        સહકારી, વસમી એક વિદાય.



## ૪૫—આવજો સહકારી મે'માન.

આવજો સહકારી મે'માન (૨)

આપવા સહકાર કેરૂં દાન—આવજો.

તમ આવ્યેથી આનંદ આનંદ—
દિલે હરખનાં તાન—આવજો.

આપ વિયોગે હૃદયકલિકા—
કરમાયે નિદાન—આવજો.

સહકારીની ઉન્નતિ કાજે—
હૃદય રાખીને માન—આવજો.

સહકારી ! સન્માન શું કીધાં—
શું કરીએ મે'માન—આવજો.

સહકારી ! તું પુનિત પાવન—
શાં શાં તવ સન્માન—આવજો.

દૃષ્ટિદ્વારા અમી ઉભરાવી—
દેજો દર્શન દાન—આવજો.

સેવા કેરી ધગશ હૃદયમાં—
કરવા જગકલ્યાણ—આવજો.

લળી લળી અંતર પાયે પડતું—
યાચતું દર્શનદાન—આવજો.



# સુરત પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિમિટેડ.

પ્રમુખ,

**રા. રા. નટવરલાલ મોતીલાલ ઝવેરી,**
બી. એ; એલ. એલ. બી.
આસિ. ગવર્નમેંટ પ્લીડર.

મેનેજીંગ ડિરેક્ટર.

**રાવ સાહેબ વૃંદાવન છોટાલાલ જાદવ;**
બી. એ.

આ બેંક સુરત શહેરના વેપાર ધંધા તથા હુન્નર ઉદ્યોગને મદદ આપવા માટે સ્થાપવામાં આવેલી છે. તેમાં મુખ્ય તરીકે મૂડીનું નાણું સુરત શહેરમાં વસવાટ કરતા માણસોના વેપાર ધંધા ખીલવવાના કામમાં લેવામાં આવે છે.

આ બેંક અમો મુદતની ચાલુ ખાતાની તથા સેવિંગ ખાતાની થાપણો લે છે. નાણું એક ગામથી બીજે ગામ મોકલી આપે છે, આ હિંદુસ્થાનના કોઇપણ ભાગમાંથી સભાસદોની શેરની રકમ મંગાવી [illegible] છે, તથા બીજું બનતું બેંકીંગ કામકાજ કરે છે. વધુ હકીકત માટે નીચે સહી કરનારને મળવા વિનંતિ છે.

**ઠાકોરભાઈ છોટાલાલ જાદવ**
સેક્રેટરી.

